મક્સીમ ગોર્કી

# ચકલીનું બચ્ચું

ચિત્રો : ચરૂશિન

અનુવાદ – અતુલ સવાણી





પ્રગતિ પ્રકાશન
મોસ્કો



ચકલાંનું પણ માણસો જેવું જ હોય છે. બુઢ્ઢાં ચકલાં સાવ વેદિયાં હોય અને પંડિતાઈ હાંક્યે રાખે, પણ નાનકડાં બચ્ચાં મરજી પડે એમ ગેલ કરે.

એક હતું ટચૂકડું ચકલું. એની ચાંચ પીળી હતી. એનું નામ પૂદિક હતું. ચોકડીની બારી ઉપર તણખલાં, પાંદડાં, અને એવી જ બીજી ચીજો વડે બનાવેલા નરમ ને હૂંફાળા માળામાં એ રહેતું હતું. એને ઊડતાં તો હજી નહોતું આવડતું, પણ નાની નાની પાંખો ફફડાવવાનું એણે શરૂ કરી દીધું હતું. એ માળામાંથી ડોકું બહાર કાઢીને ચોતરફ જોતું રહેતું. એને જાણવાની તાલાવેલી હતી કે બહારની દુનિયા કેવી હશે, ગમે એવી હશે કે નહિ.

"ચીં... ચીં... શું? શું?" ચકલી મા દીકરાને પૂછતી.

બચ્ચું પાંખો ફફડાવતું અને જમીન તરફ નજર નાખીને કહેતું:

"ચીં... ચીં... જમીન કાળી છે, બહુ કાળી છે!"

ચકલો બાપુ પૂદિક સારુ જીવડાં પકડી લાવતો અને બડાઈ હાંકતો:

"ચીં... ચીં... જોયું, કેવો ઉસ્તાદ છું!"

ચકલી મા એનાં વખાણ કરતી:

"ચીં... ચીં... વાહ! ભારે ઉસ્તાદ!"

બચ્ચું જીવડાંને પેટમાં પધરાવી દેતું ને મનમાં વિચાર કરતું:

"બેચાર જીવડાં પકડી લાવ્યા એમાં તો જાણે વાઘ માર્યો હોય એવી શેખી કરે છે!"

પછી એ વળી માળામાંથી ડોકું બહાર કાઢીને ચોતરફ નજર દોડાવવા લાગતું. મા બિચારી ફિકરમાં પડી જઈને કહેતી:

"ચીં... ચીં... સંભાળીને, બેટા!"



"ચીં... ચીં... કેમ? શું થાય?" બચ્ચું સવાલ કરતું.

"ચીં... ચીં... નીચે પડી જઈશ તો બિલાડી તને એકદમ પકડી લેશે ને ખાઈ જશે!" ચકલો બાપુ સમજાવીને કહેતો, અને પછી ઊડતો જીવડાં પકડવા ચાલ્યો જતો.

પૂદિકની જિંદગી એવી હતી. બિચારાની પાંખો જાણે વધતી જ નહોતી.

એક વાર જોરથી પવન ફૂંકાવા લાગ્યો. પૂદિકે પૂછ્યું:

"ચીં... ચીં... આ શું થાય છે?"

"પવન ફૂંકાય છે. જોરથી ઝપાટો લાગે તો તું કદાચ નીચે પડી જાય અને બિલાડી એકદમ તને પકડીને પેટમાં પધરાવી દે," માએ સમજાવ્યું.

પૂદિકને એ ન ગમ્યું. એણે કહ્યું:

"આ ઝાડવાં કેમ હલે છે? ઝાડવાં હલે નહિ તો પવન પણ ન ફૂંકાય..."



માએ બહુ સમજાવ્યું કે વાત એમ નથી, પણ પૂદિકે માન્યું જ નહિ. દરેક બાબત અંગે ખ્યાલ બાંધવાની એની તો રીત જ નિરાળી હતી.

એક ખેડૂત હાથ હલાવતો બારી પાસેથી નીકળ્યો.

"ચીં... ચીં... આની પાંખો બિલાડી ખાઈ ગઈ છે, ખાલી હાડકાં બાકી રહ્યાં છે! ચીં... ચીં..." પૂદિકે દેકારો કરી મૂક્યો.

"આ તો માણસ છે, એને પાંખો હોતી જ નથી," ચકલી માએ કહ્યું.

"ચીં... ચીં... કેમ?"





"માણસને પાંખો ન હોય. એ તો હંમેશાં પગે ડગલાં ભરતો જ ચાલે. પડી સમજણ?"

"પણ કેમ?"

"એને પાંખો હોત તો આપણને પકડી લેત, આપણે જીવડાં પકડીએ છીએ એમ જ..."

"ચીં... ચીં... આ તે કેવો ગોટાળો! સૌને પાંખો હોવી જોઈએ. ચાલવા કરતાં ઊડવું સારું. હું મોટો થઈને સૌને પાંખો લગાવી દઈશ. પછી સૌ મઝેથી ઊડશે. ચીં... ચીં..." પૂદિકે શોર મચાવી દીધો.

પૂદિક માની વાત નહોતો માનતો. એને હજી ખબર નહોતી કે માની વાત ન માનવાનો અંજામ બૂરો આવે છે.

એ તો સાવ માળાની કોર પર બેસીને મનમાં જોડકણાં બનાવવા લાગ્યો અને રાગડા તાણીને ગાવા લાગ્યો:

પાંખો વગરના અરે ઇન્સાન,
ચાલે બે પગે કરતો લટકાં,
નકામો તું આટલો બળવાન,
ભરે સૌ જીવડાં તને બટકાં.
હું તો છું નાનો, સાવ ટચૂકડો,
પણ ખાતો જીવડાં, ભરીને બૂકડો.

ગાનમાં ગુલતાન પૂદિક અચાનક માળામાંથી નીચે પડી ગયો. ચકલી મા એની પાછળ પાછળ ઊડતી નીચે ગઈ. લીલી આંખોવાળી બદામી બિલાડી પણ પૂદિકને ખાઈ જવા દોડતી પહોંચી ગઈ.

પૂદિકનો તો બીકનો માર્યો જીવ અદ્ધર ચડી ગયો. એ પોતાની નાનકડી પાંખો ફેલાવીને કુમળા પગ પર ધ્રૂજતો આજીજી કરવા લાગ્યો:

"ચીં... ચીં... પગે પડું છું, બિલ્લીમાશી, પગે પડું છું! ચીં... ચીં..."



ચકલી મા એને બિલાડીથી આઘે ધકેલવા લાગી. એનાં પીંછાં ફૂલી ગયાં હતાં, એ વીફરીને ભયાનક બની ગઈ હતી, એનામાં અજબ હિંમત આવી ગઈ હતી. બિલાડીની આંખોમાં વારંવાર ચાંચ ભોંકતી એ દેકારો કરવા લાગી:

"લેતી જા, લેતી જા! ભાગ અહીંથી! પૂદિક,
તું ઊડી જા, ઊડીને બારી પર બેસી જા..."





ધાક ખાઈ ગયેલા પૂદિકમાં જાણે અચાનક તાકાત આવી ગઈ. એણે ઊછળીને પાંખો ફફડાવી. એની કોશિશ કામયાબ થઈ ગઈ. એ ઊડતો બારી પર પહોંચી ગયો.

એટલામાં મા પણ ઊડતી બેટા પાસે પહોંચી ગઈ. બિલાડીએ એની પૂંછડીનાં પીંછાં ખેંચી લીધાં હતાં, પણ તોયે માનું દિલ ખુશીથી છલકાઈ રહ્યું હતું. પૂદિકની પાસે બેસીને એના માથામાં ચાંચ મારતી એ બોલી:

"આ શું કર્યું તેં, બેટા?"

"એમાં શું થઈ ગયું! બધું કંઈ એકદમ તો ન જ આવડી જાય ને!" પૂદિકે જવાબ દીધો.

બદામી બિલાડી જમીન પર બેઠી બેઠી પંજામાંથી ચકલીનાં પીંછાં કાઢી રહી હતી, અને લીલી આંખો બેઉ ચકલાં ઉપર માંડીને અફસોસથી મિયાઉં મિયાઉં કરી રહી હતી:

"મિયાઉં... મિયાઉં... કેવું મઝાનું ચકલું હતું, બરાબર ઉંદર જેવું જ! મિયાઉં... મિયાઉં..."





ચકલી માની પૂછડી ખતમ થઈ ગઈ એટલી વાત જવા દઈએ તો બાકી બધું હેમખેમ જ રહ્યું.

